### શ્રી મનમહા ગણાધીપતયે નમઃ

# બંસી આખ્યાન.



### હરીગીત

સંસારમાં સદ્દભાવથી શ્રી કૃષ્ણ એમ રીઝાવવા,
સૌ સૃષ્ટીમાં નીજ દ્રષ્ટીમાં મનમાં શ્રી કૃષ્ણ જમાવવા,
નીજકર્મ યોગે પાપરૂપ પ્રભાવ આવે જે પળે,
જેનું થયું સરવસ્વ તે આસી સમે આવી મળે.

---

### રાગ આવરદાવ્યર્થં વીતાવી

દ્રઢ પ્રેમ પ્રભાવ વિચારો. શુદ્ધ પ્રેમ જે સત્ય નીતીનો
તે શ્રી હરીને પ્યારો.—દ્રઢ ટેક
જન્મ આપતાં જગદીશ્વર એ ભુલે ન કદીયે ધારો
ભુલ થયે કદી ભકત તણી પ્રભુ આપહીં કરે સુધારો—દ્રઢ
વેદશાસ્ત્રનો સાર સત્ય નીતી અમૃતનો એક કયારો
સદા કૃષ્ણ શ્રી વશ એ રસને શોધવો કઠીન કીનારો—દ્રઢ
તે વિશે પ્રીતમદાસે પદ ગાયું છે જે અમારા પીતાને પ્રીય હતું

---

રસ અગમ અપાર શુરનર પાર ન પામે મન વાણી વડે
મારા વહાલાજી જોગેશ્વર જોતાં તે એ રસ નહીં જડે
રસ પ્રેમી જન હોય તે પામે જેમ જળ આવે નીચે ઠામે
આ જગત ચઢયું છે અવળે વામે—રસ

રસ દેવકીને ઉદરે ઉદય થયો. રસરેલ્યો તે ગોકુળમાંહી ગયો
રસ વૃજમાં જય જયકાર થયો—રસ

રસ વ્યાસજીનાં કુંવરે ચાખ્યો
રસ ઉતરા સુત પરીક્ષતે ભાંખ્યો
રસ બ્રહ્મ સુતાએ ઉરપર રાખ્યો—રસ અગમ

રસ પ્રેહેલાદે પ્રેમે પિધો રસ પીને ધ્રુવ અવીચળ કીધો
એ રસ વૃજ વનીતાએ વહેંચી લીધો—રસ

રસ પીને મીરાં મુકત થઈ રસથી સલ્યા તે અહલ્યા થઈ
રસ કર્મ સંજોગે કુબજા નાઈ—રસ

રસ નરશીંહ મહેતાએ નીશ્ચય લીધો
રસ લક્ષમીજી કાજે કીધો
રસ જનક સુતાએ પાઈને પીધો—રસ

રસ જય દેવ સુખ દેવે જાણ્યો રસ પદમાવતીએ પરમાણ્યો
રસ દ્રુપદ સુતાએ સભામાં આણ્યો—રસ

રસ અજર અમર રહે એવો છે. રસ માનવીઓને મેવો છે.
રસ સૌને પીવા જેવો છે—રસ

રસ પીજો પીધાને ટાંણે પછી મળે નહીં ખરચે નાણે
રસ દુરીજન હોય તે શું જાણે-રસ

રસ રસીયા રસ રાખો જારી રસ પીજો રસના અધિકારી
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી—રસ

એવી રીતે ગીતી.

ભકતી તત્વજ સાચું ભકતી દ્રઢતા વીશે વસી રહી છે,
દ્રઢતા એક પ્રેકરતી કાયક વાચીક માનશીક કહી છે,
રામા રામા રઘુતમા રામા રામા

---

મન વાણુોને શરીર સરવસ્વ પ્રભુ ઇચ્છાને આધીન અને સત્ય નીતીમાં સમાયેલા દ્રઢતાવાળા જીવમાં પાપકર્મના પ્રભાવ પ્રસાર કરી શકતા નથી તે વીશે એક દીવસ નારદજી પાસે શ્રી રૂક્ષમણીજી એ શંકા કરી હતી કે,

ગીતી.

વૃજ વનીતાઓ ઘેલી પ્રેમથી આતુર પ્રભુ પાછળ અથડી,
વચમાં વેરણુ થઇને અધરામૃત પીતી કેમ વાંસલડી—રામા

---

જે શ્રી વૃજવાશી ગોપી વૃંદો કેવળ શ્રી કૃશ્ણુની કૃપાનાજ સ્વરૂપો છે તે ગૃહ મરજાદ ભુલી જઈ, ઘેલી થઈ, પ્રભુ દરશનમાં અને શ્રી કૃષ્ણુની બંસીના નાદમાંજ નીમગ્ન રહેતી હતી એવી જે વૃજના વ્હાલાની વ્હાલી બંસી શ્રી પ્રભુના હસ્તકમળમાં શોભનારી જેને આનંદ ઘન ઘનસ્યામ પોતે તેને અધરામૃતનુ પ્રેમથી પાન કરાવેછે. તેને માટે મને એવી શંકા થાયછે કે તેવું વૃજભકતોનાથી પણુ અધિક સુખ લેનારી બંસીનું એવું પુર્વે મોટું શું પુન્ય હશે ?

ત્યારે નારદજી તેનો પ્રતીઉત્તર આપે છે

## રાગ સોરઠ

સાચી પ્રેમ રૂપરસ તત્વ તણી આ બંસરી રે
નામી પ્રોત પરમ પર નેકટેક જામી ખરીરે—ટેક
કાષ્ટ રૂપ દેખાયે દ્રષ્ટે, તનમન તાવી તપાવ્યુ કષ્ટે,
ભંગ પડાવ્યો ભ્રષ્ટે, પણ અંતે તરીરે સાચી.
સ્યામ વેદ શણગાર રસીલી વૃજ વનીતાને હૃદય ડસીલી
કષ્ટથી કૃપા કશીલી, કલ્યાણી ઠરી રે સાચી,
બંસરી ઉર ગેડોએ વશેલો, સત્ય પ્રેમમાં એ ઉછરેલો,
બંસરીનો લાડીલો, લડાવે શ્રી હરી રે—સાચી
હે માતુશ્રી પૂર્વે કાશીપુરીને વીશે

## રાગ દીંડી

રહે નીચ એક મોક્ષ પુરી માંહે,
ઝાડુ વાળતો તે સરડકોનું ત્યાંહે,
બેસે નીત્ય પાઠશાળાની છાંયે—રહે ટેક
એમ દુર રહી ભણ્યો વર્ષ બાર,
જાણી લીધા વેદ શાસ્ત્રને આચાર,
બન્યો બ્રાંહ્મણ નીકળી કાશીબહાર—રહે

## ગીતી

કાશીપુરીથી ચાલી દેશ વિદેશે વિદ્યા વિનોદ કરતો
રંજન કરી વિધ્વાનો આવ્યો બ્રહ્મપુરી ફરતો ફરતો
બન્યો વિપ્રને વેશે રહયો સંગનો રંગ અંગ વ્યાપી
સંપ કરી દ્વીજ સહુથી પાઠશાળા તે શહેર મધ્ય સ્થાપી.

કહ્યું છે કે શ્લોક

**विद्र्त्वं च नृपत्वं च नैव तूल्यं कदा च न ।**
**स्वदेशे पूज्यतो हाजनः विद्वान सहवत्र पूज्यते ॥**

અર્થ—વીદ્વાન અને ભુપતી સરખા ન કહેવાય, કારણ કે રાજા તો પોતાના દેશમાંજ પુજાય, પણ વિદ્વાન જયાં જાય ત્યાં સહુ તેને પુજ્યરૂપ માને એવો સદ વિદ્યાનો પ્રતાપ છે. તેવીજ રીતે વળી

**ગીતી**

શુભસ્થાનકનીપજેલો જુઓ જેમ પાશાણ પ્રભુ કહાવે,
જેમ વિદેશે વિચરે તેમ તેમ પ્રભુતા અતી દરશાવે.

તો આ કાશીપુરીના વીદ્વાન તે વીદેશમાં પુજય થઈ પડયા.

**ગીતી**

જુઓ નર્મદાજીના કંકર તે સહુ શંકર કહેવાયે
ગલકી પુત્ર ગણાયે પ્રેમે પુજયે વીશ્નુ પ્રસન થાયે

તેમજ **ગીતી**

મોક્ષદ્વાર એક કાશી વિશ્વનાથ જયાં અભય વરધારી
અધમ ઉધારણી ગંગા, પ્રબળ રૂશી જયાં જ્ઞાની વૃતધારી

---

એવા તીર્થ સ્થાનના પંડીત પધારી અમારા બાળકોને સુધારે છે, એવા સદભાવથી તેની સાથે સહુ વીપ્ર મંડળ ઘણો સારો સંબંધ ધરાવવા લાગ્યા. પરંતુ કહયું છે કે, 'બોરા વાડો બોલે નહી પણ બાળી મારે.' તેમજ થયું.

## ગીતા

કુપાત્રમાં સદ વિદ્યા ધર્મ ભ્રષ્ટ ને સત્ય ભંગ કરતી
ઉપાધી દે અણુધારી સત્ય નીતી તો હરદમ રહે હઠતી



એ પ્રમાણે જ્યારે આ પંડીતજી સહુને મહાન પવીત્ર વીદ્વાન ભાસવા લાગ્યા એટલે સહુ મળીને પંડીતજીને પોતાની સાથે બેસાડીને જ્ઞાતી ભોજન કરાવી પોતાના જ્ઞાતી બંધુ બનાવ્યા ત્યારે

## ગીતી

ભોજન મરજાદા તે ભાંગી ત્યારે વિપ્ર મતી બગડી,
સગા સંબધી માહે કુસંપ કલેશે વધી ઝગડા ઝગડી,
આમ થયું કોની પેઠે કે        કુવીત.
વાણી વણીક તણી ગણી ગંભીર રાજી થયો રજપુત રૂપાળો
લાખ બે લાખ જમેમાં ભરયા તોય ખોટયમાં ખાતે થયો સરવાલે
વ્યાજની ખોટ બતાવી વળી ગયું ગામ ગરાસ ગમાવી ગવાળો
એમ વિદ્યાના લાભ વીશે લલચાઈને આભડશેઠે કર્યો કેર કાળો

## દોહરો

પશુ ન ચાલે પાંસરૂં ગોવાળ મારે માર,
મનુશ્ય મરજાદા તજે થાય મતી ફેરફાર.
તેવી રીતે બ્રહ્મપુરીના બ્રાહ્મણની મતી કેવી ફેરફાર થઈ.
કહયું છે કે ઘરમાં ભ્રષ્ઠતા પડે ત્યારે સ્ત્રી પુરૂશને અણબનાવ થાય.
અને જ્ઞાતીમાં પાપ પડે ત્યારે અન્યો અન્ય કંકાસ થાય.
અને એક બીજાના અવગુણો બહાર બીજાની પાસે પ્રખ્યાતીમાં જાય.
તેમજ વેદશાસ્ત્રના અર્થ પણ મતી ફેરે ઉલટાજ થાય. વળી,

## ગીતી

વટલે વ્યસન વીષયથી ભ્રષ્ટ કુળની કન્યાઓ લાવે,
વહુ પુત્રીને સાટે કન્યાવિક્રય ભુકત સ્નેહ ભાવે—રામા રામા.

———

જાણીએ છીએ કે આચારો પ્રથમો ધર્મ ધર્મસ્ય પ્રભુ રૂચ્ય તે પહેલો ધર્મ સદાચારને સદા ચારથી વેદ શાસ્ત્રની ક્રીયાઓ ફળદાયક થાય છે વળી એક કવી કહે છે કે.

### મનહરછંદ

પાની બિન મોતીકું ઝવેરી ખરિદત નાંહીં.
પાની બીન સુઘડ શીરોઈ કહા કામકી.
પાની બીન હયકું ખુદાઈ મેં ખરીદત નાંહીં.
પાની બીન્દમકેસો દામની નકામકી.
પાની બીન પુરૂશ કો નામભી રહત નાંહીં
પાની બીન કીંમત નહીં હીરેસો જામકી.
અરે નર જ્ઞાની તું પાની કો યત્ન કર્ય
પાની તે ગયે જીંદગાની કહા કામકી.

તેમજ બ્રાહ્મણમાં અને વેદની ક્રીયામાં પાપ પેઠું કે સત્ય પાણી સુકાઈ ગયું. અને સદાચારનું મુળ સડી ગયું. વળી અન્ન આવ્યું તેને મનમાવ્યું. ને જે થયો મનનો જાણ, તેનું શરીર થાય વેચાણ. આવીજ રીતે પંડીતજીના વેચાણ બની બ્રહ્મપુરીના બ્રાહ્મણો રહેવા લાગ્યા. અને સદાચારના શેઢા ભાંગ્યા. પણ શ્રી વૈશ્નવ અનંતરાયભાઈના પુસ્તકમાં વાંચ્યું છે કે—

### રાગ આશા

જે શ્રી હરીનું સરવસ્વ ધારે, તેનું શ્રી હરી સર્વ સુધારે–જે
વેરી સીધારે, વીઘ્ન સીધારે. શક શું ધાર્ય સુધરે સુધારે–જે

---

તેમ આ પુસ્તકમાં પણ આગળ કહેવાઈ ગયું છે કે—
નીજ કર્મ યોગે પાપરૂપ પ્રભાવ આવે જે પળે,
જેનું થયું સરવસ્વ તે આપ્તી સમે આવી મળે.

---

તેવી રીતે એક ગંગારામ બ્રાહુમણ કરીને એક પુરો વૈશ્નવ હતો જે ભગવાનનો ભકત હોઈને હરી ઈચ્છાને આધીન થઈને સદોદીત શ્રી રંગનું રટણ કરનારો તે સૌ સ્રષ્ટીમાં નીજ દ્રષ્ટીમાં મનમાં તે શ્રી કૃષ્ણનો પ્રેમ જમાવવાની એકજ જુકતીને જાણતો હતો અને તેની પત્ની પણ સ્વધર્મમાં સદાચારવાળીજ હતી, તેને એકજ પુત્રી પ્રાપ્ત થયેલી હતી તે પણ તેના માત પીતાની પેઠે અહોનીશ સદભાવથી શ્રી કૃષ્ણની કૃપા મેળવવામાંજ મન રાખ નારી સુલક્ષણી શાંત સ્વભાવની સ્વસ્વરૂપાજ હતી, જેથી જ્ઞાતી જાતીનો વહેવાર પણ જેનો પ્રભુની શેવા ભાવે હતો પણ ઉજળે ડાઘ દેખાય તેમ,

### રાગ દીનાનાથ.

વિપ્ર બાળકોને બહુ સ્નેહથી ભણાવતો એ.
પ્રપંચ કરી પર્ણવાનું વિપ્ર માંહી ધારતો એ વીપ્ર,
વીપ્રની સભામાં મન વૃતાંત દરશાવતો એ.

બાર વર્ષ પુરાં થયાં હું બ્રહ્મચર્ય પાળતો તે. વીપ્ર
ગ્રહસ્થાશ્રમ ધારવા એ ધંધે અંધ બનાવતો એ.
શામદામભેદથી વીપ્રોમાં વાત ચલાવતો એ. વીપ્ર

———

એમ કેટલાએક આ પંડીતથી વીદ્યા પામેલા અને કેટલાક આ પંડીતનાં આશ્રયથી પોષણ કરનારા, ને કેટલાએક તેના પૈસાનું સુખ લેનારા, અને કેટલાક મોટાઈના માન માટે વળગેલા અને કેટલાએક તેની સાથે વ્યસનાદીકના વર્ગમાં ભળેલા. એવા આ ગંગારામ વૈશ્નવ વીપ્રના સાચા અંગના સબંધીઓ પંડીતને સાથે લઈ તેને ઘેર આવે ને તેની મરજી સાચવવા શ્રી પ્રભુના સ્મરણમાં ભાગ લે, અને સૌ આ પંડીતની ખ્યાતી જણાવે. એવામાં જયારે આ વૈશ્નવની પુત્રી અગીયાર વર્ષની થઈ ત્યારે તેના સંબંધીઓથી આ પંડીતજીએ પોતાનો સંબંધ બાંધવા વીશે કહેવરાવ્યુ ત્યારે તેના સહુ જ્ઞાતી ભાઈઓએ તેને ઉત્તમતા આપી છે એવુ જાણી આ ગંગારામ વીપ્રે ઘણી ખુશીથી કબુલ કરયું અને સંબંધ ચોકસ કરી ચાંદલો કર્યો પુત્રી લગ્ન કરવા લાયક થએલી જેથી,

## ગીતી

લગ્ન કર્યાં શુભ રીતે. પ્રીત ધરી ને વરી લક્ષ્મી એને.
દંભવાસ નથી દેહે શ્રી કૃષ્ણ ભાવ સઉ જગત વીશે જેને.

———

આ ભકત ગંગારામની પુત્રીનું નામ લક્ષ્મી હતું ને તે પોતાના માતપીતાની ભકતી ભાવથી દૃઢ ચીતવાળી થયેલી હતી

જેથી વૃતીમાં પણ પોતાની માની માફક શ્રી પ્રભુ ભાવજ માનતી. અને તેનું એવું દ્દઢ ચીત હતુ કે આપણે પ્રભુના શરણના જીવ છીએ. માટે જે જગતનાં કારયો છે તે સત્યને નીતીથી આશરીરથી જે બને તે પ્રભુ શેવાજછે. અને મારા પીતાએ મને જે ઉત્તમ કુળ ચાર વડે શુદ્ધ મનથી. જે કન્યાંદાન આપ્યું છે તે પ્રભુની શેવાજ સોંપો છે. એમ માની પતીની શેવા શુધ મનથી કરતી ત્યારે તે બાઈ લક્ષમીને આમંતનો સમય નજીક આવ્યો ત્યારે

## ગીતી

સદ વીદ્યાથી મળેલી ઉતમતાથી અહંકાર થાયે.
વીઃપ્ર પુત્રી લઇ સાથે પ્રપંચ પ્રસારી જન્મ ભૂમી જાયે-રામ

આ સમયે તે પુત્રીના માત પીતા તે પુત્રીને ગામ બહાર. વળાંવવા આવ્યા છે ને તેના પીતા પુત્રીને શાખામણ દે છે ને કહેછે

## પુત્રી સાંભળપુરવે ગાયેલું હરી ગીત

સંસારમાં સદ ભાવથી શ્રી કૃષ્ણ એમ રીઝાવવા.
સઉ મું[illegible]માં નીજ દ્રષ્ટ.ીમાંમનમાં શ્રી કૃષ્ણ ।। માવવા.
નીજકમ યોગે પાપરૂપ. પ્રભાવ આવે જ પળે.
જેનુ થયું સરવસ્વ એ, આપ્તી સમે આવી મળે.
તે સમયે તેની મા. પુત્રો ને શું કહે છે.

## રાગ સીતાજીના મહીનાનો

સુણ પુત્રી શોખામણ, મારી એક રે સ્નેહથી.
આ શીયળ સાચવી રહેવું. ધારી ટેક દ્રષ્ટી દેહથી. ૧

જ૨૯૩



પાણી ગ્રહયું તેનાજ, થવું ગુલામ રે સ્નેહથી.
આ સુખમાં કે દુખમાં નવ ભુલીશ ભામ દ્રષ્ટી દેહેથી. ૨
નીશદીન નેહે રટીયે શુંદીર, શ્યામરે સ્નેહેથી.
શ્રી કૃષ્ણ સ્વરૂપ, પતીને કરજે પ્રણામ દ્રષ્ટી દેહેથી ૩
લઘુ વય છે તો, ભણ્ય ભાવે સદ બોધરે. સ્નેહેથી.
ન ધાર્ય કુવેષ કુસંગ. ન કરીયે ક્રોધ દ્રષ્ટી દેહેથી ૪
યૌવનમાં લે સુજસ, સુખને. સ્વાદરે સ્નેહેથી.
ધારી ધર્મ નીવાર્ય વીશય વીખવાદ. દ્રષ્ટી દેહથી
જાશે જોબન પરી પુછશે, પાડરે સ્નેહેથી,
સહેવી પડશે કરી આદી જે વાડય દ્રષ્ટી દેહેથી ૬
સમજી લેજે સત્ય નીતીની સાનરે સ્નેહેથી,
શુદ્ધ સ્નેહે દે શ્રી કૃષ્ણ કૃપાનું દાન દ્રષ્ટી દેહેથી ૭

---

આ પ્રમાણે માબાપના સ્નેહના સત્ય વાકયો વીચારતી પોતાના પતીની પાછળ તે સુલક્ષણા સતી સાધવી ચાલી જાયછે. અને તેણીના માતા પીતા પુત્રી જમાઇને વળાવા ઘેર ગયાછે હવે જયારે મનુશ્ય એકાંતમાં હોય છે ત્યારે તેની જેવી જ્ઞાતી ને જે જ્ઞાતીનું જ્ઞાન તેને હોયછે. તેવાજ તેના અંતઃકરણના વીચારો પ્રગટ થાયછે; કહ્યુંછે કે, જેમ જેમ સર્પને દુધ પાઇ ઉછેરતાં જઇએ છાયે તેમ તેમ તેના શરીરમાં ઝેર અધીકાઅધીક વધતુ જાય છે, અને અંતે તે દુખરૂપજ થઇ પડેછે. તેમ આ નીચ પ્રપંચી કેવળ કળીયુગથી પણ કાળો છે તે પોતાના મનમાં, પોતાની સતી નારીને માટે હવે

શું કરવું ? તેનો ઘાટ ઘડતો ચાલ્યો જાયછે. સાંભળો ભાઇઓ ! આટલા પુરૂષ કળીયુગ રૂપ કહેવાય છે.

## છપો

કળીયુગ રૂપ જે કુટીલ વાત કલ્યાણની કરતો.
કળીયુગ રૂપ જે વીષય વાત પર સ્ત્રીથી કરતો.
કળીયુગ રૂપ ગુરૂ જ્ઞાની બની વીત વૈભવ ખોળે,
કળીયુગ રૂપ ઘરમાં ઘરડો ઘુંઘટ ઢંઢોળે
કરગ્રહી ગ્રહ વીત સોંપીને નર ચીતવે હીત કાર્યને,
નર નારાયણ નવગણે કળીયુગ રૂપ કહો નાર્યને.

———

એવા કઠોર મનનો ને દુશ્ટ સ્વભાવનો તે કુટીલ અને નીચ મહા અનર્થકારક કાર્ય કરવાને કંઈક લવતો લવતો ચાલ્યો જાય છે અને જયાં એક અઘોરવન આવ્યું ત્યાં અટકીને શું વીચાર કરવા લાગ્યો કે,

## ગીતી

હું ચંડાળની જાતી વીપ્ર જ્ઞાતી છે જે પત્ની મારી
ખબર પડે ઘર જાતાં ખરેખાત છે ખુવારી તો મારી-રામારામા

—o-o-o—

એવા વીચારથી તેનો જાતી સ્વભાવ પ્રગટ થયો કે તરત તેણે

## ગીતી

આગળ કરી અબળાને કર પાશાણ લઈ જેવો મારે,
માનુની મુખ ફેરવતાં સત્ય તેજથી, મુર્છ થતો ત્યારે—રામારામા.

પોતાના સ્વામીનાથની આ દશા જોતાંજ આ સગુણ સતી આકુળ વ્યાકુળ બની જઈને દોડી, પતીની આંખો દબાવીને, અલખ બીહારી, નટવર ગીરધારી, જઉં તુજપર બલહારી. એમ ગાતી ગાતી તેનું સ્મરણ કરવા લાગી. પણ તેણીએ તેના પતીના ક્રોધાવેશ તરફ મન પણ ન આપ્યું તે વીષે એક ભગવદીના મુખેથી એવું સાંભળ્યું છે કે આ જગતની અગાધ માયાની ઘટમાળની જે ઘુંચવણમાંથી કયો જીવાત્માં નીકલવાને સમર્થ થયો છે ? જે માણુસ જ્ઞાની છે, અને જેનું ચીત્ત રાત ને દીવસ જ્ઞાનમય બની જ્ઞાનમાં પ્રોવાઈ રહ્યું છે, અને તે જ્ઞાનવડે જેની વૃત્તી તદાકાર થઈ ગયેલી હોય છે, તેવા માણુસની સમીપ ગમે તેટલા માણુસ કેમ ન ઉભા હોય તોપણ તેની દ્રષ્ટી તેઓની ઉપર પડતી નથી. એવી રીતે આ બાઇ એક પ્રભુના ધ્યાનમાં એક ધ્યાનસ્ત થઈ જવાથી તેણીનું ચીત્ત તેના પતીના પ્રપંચ તરફ જરા પણ રાખ્યું નહોતું. એવામાં તેનો પતી સુદ્ધીમાં આવ્યો કે તુરત પાણી પાણી એમ બોલ્યો તેવીજ તે બાઇ દોરી લોટો લઈ એક કુવા કાંઠે જઈ જેવી જળ ભરવા જાય છે કે, તે દુષ્ટ સ્વભાવ વાલાએ શું કરયું,

ગીતી

કુપ કીનારે ઉભી, પુરૂષે પાછળ ધસી ધકો દીધો,
અધરથી જળ ઉંડામાં, જઈ પડી તેનો તપાસ નવ કીધો.

આ પ્રમાણે તે ચંડાલ તેણીને કુવામાં નાખી ચાલતો થયો. ભલે ચાહ્ય તેવો ઉપાય કરો પણ કાજળ કાળાશ નજ તજે એવું બન્યું.

### રાગ. દશા આ શી થઈ મહારી

બહુ દુધેથી ધોએલા, બહુ કદી ન સફેદ કોયેલા—બહુ

**સાખી**

વીપ્ર જ્ઞાતી વટલાવીને, પરણ્યો વીપ્રની બાળ
સદ વીદ્યાથી ભોળવ્યા, બ્રાહ્મણને જે વાર
કીધું મહા પાપ તેં મેલા, કદી ન સફેદ કોયેલા—બહુ

**સાખી.**

પ્રેમ પવીત્ર ન પારખ્યો, વળી વીશ્વાશીક ઘાત,
સ્ત્રી હત્યાથી નવ ડર્યો, નીચ કૃતી નીચ જાત.
ગુપ્ત સતી સત્ય આ વેળા કદી ન સપેત કોયેલા—બહુ દુધે

**સાખી.**

જળ તળથી ઉપર તરી, ભેડું આવ્યું ત્યાંય,
થોડે જળ ઊભી રહી, ગોવીંદના ગુણ ગાય,
ઉગ્યા શીર દુઃખના વેલા, કદી નસપેત કોયેલા—બહુ દુધે.

તેવીજ રીતે તે દુષ્ટ જાતોના શરીરથી મનથા ને તેની વાણીમાં રહેલી સદવીદ્યાથી જગતમાં પાપ કેવું ફેલાણું ને અંતે પવીત્ર મનવાળી બીચારી વીપ્ર પુત્રીને પોતાના પાપમાં મેળવવા ન ચુકયો ને છેવટ તેને કુવામાં ફેંકી ગયો, જેવી આ બાઈ, લક્ષ્મી કુવામાં પડી તેવુંજ જળ ઉછળયું કે એક ભેડું આ બાઈને હાથમાં આવી ગયુ જેથી કેડ સુધી જળમાં અટકી ઉભી. રડતી રડતી પ્રભુની સ્તુતી કરેછે કે, 'હે શ્રી કૃષ્ણ ! આ સંસાર પણ એક

કુવા રૂપેજ છે. તો આ સંસારમાં રચાયેલા કુવામાંથી આપ મને બહાર કહાડો. હે હરી ! હું તમારા શરણુથી મારૂં મન ઘડી પણુ અળગું નહીં કરૂં.'

આગળ કહી ગયા છીએ તેમ

નીજ કર્મ યોગે પાપ રૂપ પ્રભાવ આવે જે પળે,
જેનું થયું સરવસ્વતે, આપ્તી સમે આવી મળે—તો હે હરી
સૌ સૃષ્ટીમાં નીજ દ્રષ્ટીમાં, મનમાં શ્રી કૃષ્ણુ જમાવવા,
સંસારમાં સદ્ભાવથી શ્રી કૃષ્ણુ એમ રીઝાવવા.

જેથી આ જળ ભરેલા કુવામાં પડી, પણુ તમને નહીં ચુકું, આપ્તી સમે આપ પ્રભુ આવી મારી સહાય કેમ નહીં કરો, અનેક ભકતના ભીડ ભાંગવા આપ ભુલ્યા નથી. એમ કહેતી ને રડતી રડતી સ્તુતી કરે છે

## રાગ લલીત.

અરર, ઓ પ્રભુ અવનીના પતી, ગહન તાહરી છે અરે ગતી,
વીણુપરાધરે સ્વામીએ તજી, કુંપજ નાખી છે સ્નેહ સૌ તજી,
પ્રભુ ઉગારજે આ સમે અરે, તું વીણુ સહાયતો કોણુ અહીં કરે,
સતી સુલેચનાં સત્ય વધારીયું, સતી સીતાનું તેં વ્રત ઉગારીયું,
દમયંતા તણો સાથી તું થયો, દીનની વારસે નાથ તું ગયો.

એવી રીતે કુવામાં પડેલી બાઇની સ્તુતીથી જેની ઇચ્છા માત્ર ચૌદ બ્રહ્માંડના દોર રૂપે વ્યાપક છે એવા ભકતાધીન પ્રભુ સતીને સત્યની સજડતા આપવા એક ઘરડા વીપ્રનું રૂપ લઇ કુવા કાંઠે પ્રગટ થયા. જેના લોટા રૂપે જગતને જે નારાયણુ સર્વ જળના ઘર રૂપ છે તે દોરી સાથે ધાતુનો લોટો કુવામાં નાખી નજર

કરેછે. અરે કોઇ વૃધ્ધ છે એવું જાણી બાઈ પોકારતી હતી તેવાજ પ્રભુએ કહ્યુ કે, આ દોર પકડી લે એટલે હું તને બહાર કાઢું. તેવો તરત બાઈએ દોર પકડયો કે બાહાર આવીજ ગઈછે, એવા અંતરજામી વૃધ્ધ વીપ્ર રૂપે પુછે છે કે, 'અરે બાઈ! તું કુવામાં શા માટે પડી હતી? શું તારા પર કોઈએ આળ મુકેલું હતું કે? તારા પતીથી તને દુઃખ થયું હતુ?' તેવું તે વૃધ્ધ વીપ્રનું વચન સાંભળી બાઈએ ઘણી હીંમત પકડી સત્ય નીતીના નીશાનને યાદ કરતી કહે છે કે, 'મહારાજ! મારા પ્રારબ્ધ યોગે.' એટલું કહી તે રસ્તે ચાલવા લાગી ને 'બોલી કે, 'મહારાજજી! પધારો મારા પીતાશ્રીને ઘેર! તમે આજે મને જીવતદાન આપેલું છે.' શ્રીપતી વૃધ્ધવીપ્ર રૂપે તેની ગંભીર અને સદભાવવાળી વૃતી જોઈ ખુશી થઈ પાછળ પાછળ ચાલતા બે રસ્તા આવ્યા, એટલે અંતરજામીએ તે બાઈના ગામ ભણી લાંબો હાથ કરી કહ્યુ કે, બેટા! આ તારૂં ગામ દેખાયછે મારે આ બીજે રસ્તે જવુ છે એમ કહી તે અંતરધ્યાન થઇ ગયા. તે બાઈ પોતાના ગામ તરફને રસ્તે જાય છે પણ મતપીતા ને હવે હું શું કહીશ, તે વાતનો વીચાર મારે મારા ધર્મ પ્રમાણે કરવો જોઇશે. આવા પતાના અનીતીના કૃત્યને અંતરમાંજ રાખવુ અને મારા પ્રારબ્ધ કર્મના દુઃખને સહુન કરવું ને એક સત્ય સ્વધર્મ સંગ્રહ કરવું એજ મારી ઊત્તમતા છે એમ માની

## રાગ સીતાજીના મહીનાનો.

સ્વામી હું શુધ્ધ વીપ્રની બાળ, પતીવ્રત પાળતી,
કેમ ક્રોધે ભરાણા નાથ, કળી તે મેં નવ ગતી. ૧

એક સત્ય પતીવૃત ધર્મ જાળવવા જન્મ આ...
મળ્યો બ્રહ્મ યોની અવતાર એ કાર્ય સફળ થવા—૨

રાખું અંતરમાં આ બનાવ બ્હારે કાઢું નહીં કદી,
આપ પાસે ન આપું ખેદ કદી આ વીશે વદી —૩

સદભાવના સીધ કરતી બાઈ ચાલતી ચાલતી પોતાના મા- આપને ઘેર પહોંચી, પુત્રીને પાછી આવેલી જોઇ માતા પીતા, વીસ્મયતાપુર્વક પુછવા લાગ્યા કે હે પુત્રી ! તારા પતી કયાં ? ત્યારે બાઇએ કહયું કે, તે તો તેની જન્મ ભુમી તરફ ગયાછે, પણ મારૂ શરીર લાંબા પથના પરીશ્રમને નહીં પહોંચી શકે એવું, અને રસ્તામાં દુઃખી થઇશ, એવી દયા આવવાથો મને પાછી મોકલી એટલું કહી,

## રાગ દાંડી.

માત તાત ભ્રાત સર્વ સખી સંગે, કહી ધારી વાત ફરતી ઉમંગે,
સત્યપતીવ્રત દ્રઢ રંગ અંગે—માત તાત—૧

પુત્ર પ્રસ્વ થયો પુર્ણ થયે દીન, સદા સુખ ગણે પ્રભુ ઈચ્છા આધીન
સત્ત્ય નીતીએ શ્રીપતી સ્વાધીન—માત તાત—૨

પુત્ર થયો પાંચ વર્ષનો જેવાર, બાઈ શાંત થઈ રહી પીતુ દ્વાર
વળ્યો નીચ કરી કપટનો વીચાર—માત તાત—૩

પોતાના દેશમાં બહુ દુઃખી થવાથી દીનતા પામેલો પાછો પોતાનાં સ્વસુર ગ્રામે આવે છે તેમાં

## ગીતી.

પાધર આવી પ્રયાણે, જવાબ દેવો સ્વસુર ગ્રહ જઈને
તવ પુત્રી કાશીમાં મર્ણ પામી કહું દીલગીર બહુ થઈને રામ

એવી રીતે વીચારતો ગામના દરવાજામાં પેસતાંજ માથે વસ્ત્ર ઢાંકી પ્રપંચથી રડવાનો ડોળ કરી પ્રવેશ કરતો હતો તેવામાં

## ગીતી.

સખી સંગમાં સ્યામાં, સરોવર તીરે જળ ભરવા જાયે,
ત્યાં સ્વામી નીજ જોતાં, લક્ષ્મી હ્રદયે અતીશય હરખાયે.

જેવી બાઇ પોતાના પતી તરફ પ્રેમ ભરી નજર કરી હુલ્હાસથી આવી તેવોજ આ પાખંડી તેને સાજી તાજી પીયરમાં પહોંચેલી જોઈ, મનમાં કહેવા લાગો કે, અરે ! મારી નીચ કરણીથી તેણીએ તમામ સંબંધીઓને વાકેપૂગારતો કર્યા નહીં હશે ? મને ગામમાં આવેલો કોઇ જાણુશે, ને તેની ખબર મારા સસરાને કરશે તો મારી બહુ બુરી દશા કરશે ? એવા કઠોર મનવાળો પોતાની જાતી સ્વભાવના ગુણ પ્રમાણે સંકલ્પ વીકલ્પ કરતો છ પાંચ ગણુવા લાગ્યો. આ બાઈ જળ ભરીને જેવી ઘર તરફ પાછી વળી ત્યારે પતીને પાછો વળતાં જોયો કે તેણીને પતીના પાપ કર્મની શુદ્ધી આવી. પણ આ બાઈ પ્રંપચ રહીત પવીત્ર મનવાળી હોવાથી તેને પોતાના પ્રભુ સમ ગણીને તે તરત તેને પાછો ઘેર લાવવા માટે મનાવવા દોડી ને પાસે જઇ હાથ જોડી વાનતી કરવા લાગી કે, હે સ્વામીનાથ ! હુ આપનું અર્ધ અંગ કહેવાઉં તો જેમ પડછાયો

શરીરનો દોષ જોવા સમર્થ નથી તેમ હું આપના પડછાયા જેવી આપનો દોષ જોવા સમર્થ નજ થાઉં, માટે

## ગીતી.

પીતા ઘેર નહીં પીયુજી, એક વચન પણ ઉચરી નથી એવું,
કે આપે કુપમાં નાખી, કે દુઃખ દીધાનું કે કંઇ એવુ,

---

માટે મારા પ્રભુ ! આપ પવીત્ર મનથી મારા પ્રેમને જુઓ ! ને ઘેર પધારો ! પોતા પ્રત્યે સાચો પ્રેમ રાખનાર પોતાની સાધ વીના આવા વચન સાંભળી મનમાં સંતોષ પામતો તેના સાસરાને ત્યાં આનંદથી આવ્યો. ને વળતે દીવસે પોતાના રહેવાના ખાસ સ્થાનમાં રહેવા લાગ્યો. તેને વળતે દીવસે તેનો પુત્ર તેના પોતા સાથે પાઠશાળામાં ગયેલો તેને તેડવા માટે તે જેવી જાય છે, ત્યાં જતા રસ્તામાં કેટલાક હીંસકોના ઘર આવે છે તે જોતાંજ તે બાઇએ તરત પોતાની નજરને નીચી કરી ઉતાવળેથી પગલા ભરતી ચાલી જાય છે એટલામાં પોતાના પુત્રના બોલવાનો અવાજ તેને કાને અથડાયો. તે સાંભળતાજ તે વીસ્મય પામીને આગળ પાછળ જોવા લાગી. ત્યાંતો તે છોકરો કેટલાક કસાઈઓના છોકરાઓ સાથે એક હાડકાના કરી રાખવામાં આવેલા ઢગલા ઉપર ચડીને મરેલા એક માછલાને હાથમાં પકડીને ઉભેલો હતો તે જોતાંજ તે બાઈની આંખે અંધારી આવવાથી તે એકદમ હેબતાઈ જઇને પોકારી ઉઠી કે આ શું મારો છોકરો તો નજ હોય ? એટલું કહેતાની સાથે પોતાની વધુ ખાત્રી કરવા માટે જરા આગળ વધી. તેજ છે એમ નકી થતાંજ, તેને પાસે બોલાવી, ફરીથી તેમ

નહીં કરવા માટે બે તમાચા જડી દઇને તરત તેને જળને કીનારે લઇ ગઈ, અને મા દીકરાએ સ્નાન કરી પોતાને ઘેર આવ્યા.

પણ પુત્ર પાપ પ્રકરતોનાં આચરણવાળો જણાવાથી તેના જીવાત્માને બહુ ખેદ થયો. આ ખેદનો ખરો ભેદ શું હશે ? તેના તે વીચારમાં ઘુમ બની જઈને તે પોતાના મનને કહેવા લાગી કે, દાનત તેવી ફળપત, ને મતી તેવી ગતી, તો મારી દાનત કોઇ પણ દીવસે ભ્રષ્ટ વીચારવાળી મેં અનુભવી નથી, તો પછી મારા ઉદરેથી આવા પાપફળવાળો પુત્ર કેમ પાકયો ? કેવળ આ વાત વીસ્મય પમાડે તેવીજ છે, પણ હવે આ મનની દાઝ કોને કહુ.

### રાગ—માઢ.

મારા દીલમાં દાઝ ન માય, ઈશ્વર શું હવે કરૂં,
આવું અઘટીત કેમ ખમાય ઇશ્વર શું હવે કરૂં—ટેક

પતીવ્રત પુરૂં ધારી રહીછું શુધ સ્નેહે સદાય,
આવો તન જેને ઉદરે, એતો વીશ્વમાં વીષ જણાય—ઇ૦

પુછું આવે નાથ જ્ઞાતી નીજ કુળ શું કહેવાય,
સદય કરૂં શંકા દુર મારી, સત્યપતીવ્રત સહાય—ઇ૦

ખરેખર સતીને પતી પાસે સાચું કહેતાં શી શરમ ! અને સત્ય નીતી સ્વધર્મમાં શરીર શુધ ન હોય તો અંતર આત્માં, શુધ નજ થાય અને તેથી પરમાત્મા પ્રસન્ન કયાંથીજ થાય ? માટે અધરમમાં એકતાનો આનંદ લેવાની ઈચ્છાથી શરીરની શરમ એજ

જીવની જડતા. એવામાં પોતાના પતીને આવતા જોઈને તે સતી કહેવા લાગી કે,

## ગીતી.

સ્વામી ઘર આવ્યાથી શાંન્ત કરીને પુછે છે પ્યારી,
આપ અતીશય જ્ઞાની, પતીવૃતા હું આપ તણી નારી—રામા
રામા રઘુતમા રામા.

## રાગ પીલુ

ક્રોધ ન કરશો આપ રીતીમાં, ભેદ ખેદ શો સત્ય નીતીમાં—ક્રો૦
ચોત્ત તનનું મૃત પશુ હાડ ચામે, જોયો કુસંગમાં હીંસક ધામે-ક્રો
એ અપરાધ શો આપણો એવો, શાણા ખુલાશો કહો હોય તેવો

---

આવું સાંભળી તેનો પતી ઉલટો ખેદ ન કરતાં કહે છે કે તેમાં શુ ખેદ કરવા જેવું છે. એતો બાળક છે, વખતે અજ્ઞાનતાથી ગયો, તોય શું, એમ કહી હસતાં હસતાં પોતાના છોકરાને પોતાની પાસે બોલાવે છે, સત્ય ધરમથી વીરૂદ્ધ બોલનાર પોતાનાં પતીની આવી નાચ વૃતી જોતાંજ હૃદયમાં કમકમી ગઈ અને તેથી તે કહેવા લાગી કે,

## રાગ આવરદા વ્યર્થ

ઉરમાં શંકા ઉપજી આજ નાથ નીવારશોરે,
શી છે જન્મ જાત, શીર તાજ વાત દરશાવશોરે - ઉરમાં

જગત તણી ઈશ્વર રચનાયે, પીતા કુળ પરપુત્રજ જાયે,
કહું સત્યની સહાયે સત્ય બતાવશોરે—ઊરમાં૦

ઉછળ્યું ઉર બ્રહ્મત્વજ મારૂં, દૃષ્ટે ફળ દેખી અન્યારૂં,
અંતરનું અંધારૂં ઈશ્વર ટાળશોરે—ઊરમાં

આપના આવા ખેદકારક હસવાથી મારા હૃદયમાં હોળી પ્રગટીછે પ્રભુના ઘરના પવીત્ર ન્યાય શુધ્ધ બ્રહ્મ યોનીમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મ પુત્રને ભ્રષ્ટાચારની કલ્પના પણ એક કટારના ઘા જેવી દુખમય થાય ને આતો આપની પુત્ર તરફ પ્રેમ લગની શું મારા હૃદયમાં લગાડો છો રોમે રોમે આગ, એવી રીતે બોલતાં સત્યના ક્રોધાવેશમાં બાઈની આંખમાંથી ફરક ફરક આગ ઝરતી હોય નહીં તેવું તેના પતીને તે સતીના સાચા તેજનુ આકર્શણુ થયું કે તેને શાંત કરવા માટે કહેવા લાગ્યો કે.

## ગીતી.

સતેજ જોતાં સતીને થર થર કંપારો છુટયો તનમાં,
ક્ષમા કરો પ્રીય મારી, હું ચંડાળની જાતાછું જનમાં—રામા રામા

---

તે અવાજ કાને પડતાં તરતજ સતીને મુર્છા આવતાં સતી વદી કે,

## રાગ આવરદા વ્યર્થ.

લક્ષ્મી પડી પૃથ્વીપર અવાજ શ્રવણુજ આવતાંરે,
આ શું અધમ અધમ ગતી મારી એમ ઊચારતાંરે—લક્ષ્મી

એહાલ ગતીમાં જોતાં આને, નાશી ગયા નીચ તરત ડરીને
પામી શરીર શુધીને પતી પોકારતાંરે—લક્ષ્મી

---

અધમ કરમ કરનાર જેવો જીવ લઈને નાસે છે કે તરતજ સતીના ક્રોધનું સ્વરૂપ તેજ તે કાલીકા દેવી હાથમાં ત્રીશુલ લઈ પ્રગટ થયાં ને તેના પ્રાણ તેના શરીરમાંથી ઉપાડી શું શ્રાપ દીધો કે

## ગીતી.

દુષ્ટ દંભીને દંડુ સત્ય નીતીને સહાયક હું કાલી,
મહાશી ઉર અવતર જા જન્મે જન્મે ભોગ લઉ જવાળી

## હરી ગીત આગળનો.

નીજકર્મ યોગે પાપ રૂપ પ્રભાવ આવે જે પળે,
સરવસ્ત્ર કૃશ્ણ કૃપા વીષે વીશ્વાસથી વાઘ્નો ટળે.

---

આવી રીતે ઉચાર કરતી કરતા તે સદગુણ સંપન્ન સતી શીરોમણી ઉભી થ ાનેવાર મુખેથી શ્રી લક્ષ્મી પતીનું રટણ કરવા લાગી. આ આજવથી ક્રોધાયમાન થયેલી કાલીકાએ પોતાના ઉગ્ર સ્વરૂપને સમાવી, શાંત સ્વરૂપધારણ કરી તરત પ્રસન્ન વદને દરશન દીધાં. દેવીના દરશન થતાંજ તે તેણીના પગમાં પડી. તે જોઈ તે કાલીકારૂપ યોગેશ્વરીએ હસ્તે મુખડેથી એવું ઉચારયુ કે. હે સાધવી! શ્રી કૃશ્ણ પતીવૃત્તાના પતી સાક્ષાત એવા શ્રી કૃશ્ણ છે, અને તેવીજ રીત તે પણ તારા પતી છે એમ તારે

સમજવું. કાલીકાની આ વાણીનું પાંન કરતાં બંને કર જોડીને સાધવીએ કહયું કે, હે મહા માયા ! આ પ્રાણાત્માનો ઉધ્ધાર કેવી રીતે થાય ?

સાંભળ હું કહું છું તે

## રાગ ઝુલ.

જોઊં વૈશણવનો વેષ, તેને પ્રસન્ન હું હમેશ,
ક્રુર કપટી પર દ્વેશ, તે પર નહીં મને દયા.

એટલું કહેતાનેવાર તે અંતરધ્યાન થઈ ગયા.

હવે જાણ્યા ત્યાંથી જન્મ એમ સમજી સ્વાત્માને શુધ્ધ કરવાનો વીચાર કરતી પોતાના પીતાને પુછવા માટે દોડી. અને પીતાના ઘરની બહાર ઉભી રહીને પોતાની પાસે બોલાવ્યા.

પોતાની પુત્રીનો સાદ સાંભળતાનેવાર તેનો પીતા ઘરની બહાર આવીને પોતાની પુત્રીને પૂછવા લાગ્યો કે, હે પ્રીય બાળા ! વળી તું કેમ આવી ?

પુત્રીએ કહયું કે હું કંઇક પુછવા આવીછું તે કહું છું તે તમે સાંભળો.

## ગીતી.

પાત્ર ધાતુંનું ભ્રષ્ટજ થયું, પવીત્રજ તેને કયમ કરવું,
પીતા કહે તે પાત્રજ પવીત્ર થાવા અગ્નાંમાં ધરવું.

આવી રીતે પતીની નીંદા ન ઉચરતાં જે ખુલાશો પીતાજી પાસેથી મળવા પ્રમાણે તે તરત તેમ કરવાને તત્પર થઈ.

## ગીતી.

ઘડી વરસ સમ લાગી દેહ ભસ્મ કરવા તત્પર થાતી,
પૂત્ર લઊં ઉછંગે વીચાર એ વળી ભ્રષ્ટ કરે જ્ઞાતી—રામા રામા.

---

એવી રીતે અધરમનો કે અનાચારનો સ્પર્શ લેશ પણ શહન ન કરી શકો અને પોતાના ઘર આગળ આવી છોકરાને પોતાના ખોળામાં બેસાડી કહે છે કે હે હરી ! આ પુત્ર પણ મારા પ્રાણ રૂપ છે તેને જો જગત પાપરૂપ ગણે તો તે પાપનું પ્રાયશ્ચીત મારે શીર ચડે. જેથી આ અમારા બંનેના નાશવંત શરીરોનો આપ શ્રી પતી સત્યાગ્ની વડે પ્રલય કરો.

## હરીગીત્ત.

શ્રી કૃસ્ણ આપ કૃપાળ મારો દેહ ખેહ હવે કરો,
આ અંગ પાપ પ્રસંગ રંગે ભંગ પ્રાણ હરો વરો.

---

હે હરી ! હવે મને આ પ્રાણ રહીત કરી તમારો બનાવો. એમ કહી સ્તુતી કરે છે.

## રાગ દીનાનાથ દયાળ.

આત્મા પુર્ણ પવીત્ર મારો આજ કરજો હે મોરારી
પંચભુત આ ભ્રસ્ટ તેને ભસ્મ કરવા ટેક મારી—આત્મા૦
આપ્યો જન્મ સુપાત્રમાં આ ભવીરયને નાંખો વીદારી
હે કૃસ્ણ ધરજો કાન દીન દયાળ દુ:ખી રાવ મારી—આત્મા૦

આપ સત્યનાંજ બેલી જાણી જો જો વાત મારી
આજ સુધી હું રહી છું એક પતીવૃત ધારી—આત્મા૦

---

આવી રીતે ભગવાનની સ્તુતી કરતાં સત્ય બ્રહ્મત્વની બ્રહ્મગ્ન જમણા અંગુઠામાંથી પ્રગટ થઈ બાઇ છોકરા સાથે બળવા લાગી હવે જયારે છોકરી પોતાની પાસે વ્યાધીયુકત આવેલી જોઇ પાછ. ચાલી ગઇ ત્યારે તેની માએ તે હકીકત જાણી લઇને પોતાની પતીને કહેવા લાગી કે, હે સ્વામીનાથ ! ચાલો આપણે પુત્રીને ઘેર જઇએ. પુત્રીની ઊપર શું અણધારી ઉપાધી આવી પડી છે. આવા વાત્સલ્ય સ્નેહવાળા માતપીતા જેવા, પુત્રીના ઘરના દરવાજા પાસે આવીને જુએ છે તો તે અગ્નીની જવાળામાં બળતી પુત્રીને જોઈ. તે જોતાંજ તેઓ અતી કલ્પાંત કરવા લાગ્યા. તે સમયે પુત્રી અગ્ની સ્વરૂપે માબાપને કહેછે કે હે માત પીતા ! એટલુ તો તમે યાદ રાખજો કે,

### દોહરો.

અંધ કરે અન્ન ધન વય વીધા પછી પમાડે ત્રાસ,
પુત્રી દેતાં પ્રથમ તપાસસો, કુળ મુળ પદ ખાસ—સીયાવર

તેના માત પીતાએ તેની આ શું સુચક વાણી તેનો ઊંડો અર્થ ગ્રહણ કરી શાંત થઈ એકાગ્ર મનથી, અંતરમાં સરવસ્વ કૃશ્ણ કૃપાળનું છે એવા વીશ્વાસથી વીઘ્ન નાશક શ્રી કૃશણમાં ચીત્ત પ્રોઇ આંખો મીચી સ્થીરજ થઈ રહ્યા.

## ગીતી.

બળે અગ્નીમાં બાળા પુત્ર સંગ લઈ જગ તે શું જાણે,
કપટ હજી નીચ જનનું બહાર નથી પડયું અન્ય તણી વાણે-રામા

---

નારદજી રૂક્ષમણી પ્રત્યે કહે છે કે હે માતાજી ! તેવી સતી શ્રી હરીનું પાદ્ય પુજન અને સરવસ્વ જાણનાર, જેના માત પીત પણ શ્રી હરીને શરણેજ જીવન ગાળનાર તેથી ઉત્પન્ન થયેલી સત્ય શુધ પ્રેમની પ્રભુ ભાવનાવાળીમાં તેને જયારે પાપ પ્રભાવ અંગમાં આવેલો જાણવાથી અને સત્યશીલની અંગનો લગ્નીની લહાયથી બળવા લાગી. તે વખતે સાચા તેજનો પ્રકાશ વૈકુંઠને વીશે પહોંચ્યો. આ સમે શ્રી હરી જે શ્રી લક્ષ્મીજી પાસે બીરાજમાન હતા તે ઉઠી તરત સત્ય પ્રેમાધીન પ્રભુને બહાર વીચરતા જોઈને લક્ષ્મીજીએ તાબડતોબ કર પકડીને કહયું કે, અહો પ્રભુ ! આવી રીતે એકદમ શી ઉતાવળ, ત્યારે પ્રભુ કહે છે કે,

## ગીતી.

લેશ ન રોકો લક્ષ્મી બહુ નામી કહે બીરદ મારૂં જાશે,
ઘડી વાર લાગે તો જગત બધું આ પળે પ્રલય થાશે.

---

આ સકલ જગતનું બંધારણ મેં સત્યને આધારે રચ્યું છે, માટે સત્યનો નાશ થાય તો તેની સાથે જગતનો પણ વીનાશ થાય. એમ કહેતાંજ કર છોડાવી શ્રી હરી સેવકની વારે ધાયા.

## રાગ—કાચબા કાચબીનો.

બળતી જોઈ વીપ્ર બાળા, દોડયા પ્રભુ પાયપાળા—બળતી૦
બળતી કડાના તેલમાં મુકી, જેમ શીતળતા નાથ,
પ્રભુ મારા જેમ શીતળતા નાથ,
સત્ય સાચવવા સુરધનવાનો હેતેં ઝાલ્યો હાથ,
પધાર્યા પદ્મવાળા, દોડયા પ્રભુ પાય પાળા—બળતી૦
ધખતા સ્થંભમાં શ્યામ બતાવી ક્રોડ કીડીની હાર,
પ્રભુ મારા ક્રોડ કીડીની હાર,
હરણાકસને મારી ઉગાર્યો પ્રેહેલાદને જે વાર
પ્રગટયા નરસીંહ નોરાળા, દોડયા પ્રભુ પાય પાળા—બળતી૦
મંજારોનાં બચ્ચાં બચાવ્યાં, બળતા નીભાંડાથી નાથ,
પ્રભુ મારા બળતા નીભાંડાથી નાથ,
વીપ્ર પુત્રોને તેના તનનો તેમજ ઝાલ્યો હાથ,
ચતુરભુજ ચક્રવાળા, દોડયા પ્રભુ પાયપાળા—બળતી૦

---

એવા ભકત વત્સલ ભગવાન જેવી રીતે અનેક ભકતોની ભીડે દોડી સદભાવ પ્રગટ કરી બતાવેલ છે, અને બતાવે પણ છે. તેવીજ રીતે આ સમયે તે સદભાવના વાળી વીપ્ર પુત્રીને માટે તેની સત્ય નીતીવાળી દૃઢતા સાચવેલી જોઈ શંખચક્ર ગદા પદ્મ ધારણ કરી પીળા પીતામ્બર પહેરી ચતુરભુજ સ્વરૂપે દરશાન દીધા.

## રાગ આવરદા વ્યર્થ.

એ બહુ નામી બ્રદદ્ધારી,

ભકત વત્સલ ભગવાન દયાળું, દીન તણા દુ:ખહારી—એ બહુ૦

વીપ્ર પુત્રી ને તેના તનને અગ્ની બહાર ઉપાડી,
અતી ઊમંગે, લઇ ઊછંગે, ધન્ય કહે કૃતી તારી—એ બહુ નામી.

પતી ક્રોધને સહન કીધેલો, પતી ભકતી દ્રઢ ધારી,
પ્રસન્ન થયો હું, માગ્ય માગ્ય વર પવીત્ર જગ કરનારી—એ બહુ.

વર્ણાશ્રમના માર્ગ દોષની, નીવાર્ણુ દ્રઢતા તારી,
તુજ સમાન સતી નહીં કોઇ જગમાં પ્રેમપુર્ણ મતી તારી—એ બહુ

---

આ સમયે જે પુત્ર સાથે બળતી સાધવીને શ્રી જગત નારાયણે એવી દૈવી દૃષ્ટી બનાવી કે શ્રા વીષ્ણુ પરમાત્માના દરશનથી કૃતકૃત્ય થઇ તેવીજ ભગવાને તેને ને તેના લઘુ બાલકને પોતાના ઉછંગે લઇ લીધા ને ધન્યવાદ આપી વરદાન માગવા કહયું. ત્યારે શ્રી હરીનું મુખકમળ નીહાલતી તલ્લીન થતી શું કહે છે.

## રાગ પુત્ર પારણું.

પ્રભુ કીંકરીપેં કૃપા કરી, ગણું શુદ્ધ જન્મ આજે હરી

દાહુ દેહ ભ્રષ્ટતા કષ્ટથી નથી શોક તેનો હવે એ જરી,

આ ભુમી ને મમજ્ઞાતીને પવીત્ર કરજો શ્રી હરી

હે પવીત્ર કરજો શ્રી હરી—પ્રેભુ—૦

ત્રીભુવન પતી, તમારી કૃતી રચના પ્રતીથી છતી કરી,
આજ સુધી રહયું અજાણુમાં, જેથી કુંભ પાપે ગયો ભરી
જેથી કુંભ પાપે ગયો ભરી—પ્રભુ૦
નીતી ન્યાય વેદ ને શાસ્ત્રથી, વર્ણાશ્રમ નીજ ધર્મમાં,
નરનારી ભુમી પવીત્ર તે, માતપીતા આપ રૂપેં હરી,
માત પીતા આપ રૂપે હરી—પ્રભુ૦

---

આ સમે તે સતી સાધવીના નીતીજ્ઞ અને પવીત્ર માત પીતાઓ હરીના પ્રેમમાં રસબસ બની આંખો મીચી તલ્લીન થઈ ગયા હતા. તે શ્રી હરી ઈચ્છાથી તેઓની દૈવીક દ્રષ્ટી થઇ જવાથી તેઓને તે સાક્ષાત ચતુરભુજ સ્વરૂપ એવા પરમ પવીત્ર પરમાત્મામય સકલ જગત ભાસવા લાગવાથી તેઓ તરત શ્રી હરીના ચરણ કમલમાં પ્રેમાધીન બની બને હાથ જોડી લાંબા થઈ પડી ગયા. તેવાજ જગત નારાયણે પોતાના સ્વરૂપમાં સમાવી દીધાં. એમ નારદજી લક્ષ્મા પ્રત્યે કહે છે કે તે સતી સાધવીને હે માતા ! પ્રભુએ એવું વરદાન આપ્યું કે,

## માલીની છંદ.

પ્રલય પુરી કરીને ફેર પ્રેમે વસાવું,
તરૂમાં હું તુજને શોધી બંસી બનાવું,
જળ સ્થળ જન ધન ને પ્રીતીનું પાણી પાઊં,
વન વન ઘર પૂરીને પ્રીત તારી પ્રીછાવું.

હે સતી ! અને હું તુને મારા સત્ય પ્રેમનું તત્વ માનુંછું. અને તેટલા માટે હું ખચીત્ત કહુછું કે આ પાપ પ્રભાવવાળી પુરીને પ્રલય કરીશ. અને તારા સત્ય નીતીના પ્રેમ પ્રભાવે હું પોતે ગો લોકમાંથી સર્વ ગોપીવંદો સાથે અહીં આવી વસીશ. ને મારા વ્રજવાસી ભકતોના મનના મનોરથ સફળ કરીશ. અને તને વૃક્ષની જાતમાં, વાંસમાં પ્રગટાવી, હું પોતે તે વનમાં આવી તને શોધીને એક મારી વ્હાલી બંસી તરીકે બનાવીશ. અને તારા સુંદર સ્વર વડે સરવે ગોપ ગોપી ગાયો, જળ સ્થળ ને અનેક મારી કૃપાના પાત્ર જીવોના હૃદયમાં સત્ય પ્રેમ રસ જમાવીશ. વળી મારા હસ્ત કમળમાં તને લાડ લડાવીશ. એટલુંજ નહીં પણ મારા અધરામૃતનું પાન હું તનેજ પહેલાંજ કરાવીશ. આ રીતે શ્રી સતચીદાનંદ પુરણ પુરૂશોતમ ભકતાધીન થઇ સગુણસ્વરૂપે બંસીધર કહેવાણા છે.

આવી રીતે **રાગ ધનાશ્રી.**

પ્રગટયા શ્રી અવીનાશ દ્વાપર યુગે પ્રગટયા શ્રી અવીનાશ,
શ્રી કૃષ્ણાવતાર ધરી બંસીને આપ્યો અધર રસ ખાસ—દ્વાપર૦
ગેડી ગ્રહી કરમાંહી કાનવર, સત નીતીના નીવાસ—દ્વાપર૦
એ રીતે નારદ ઋશી જાણે, કહ્યું ધરીને હુલાશ—દ્વાપર૦

---

આ પ્રમાણે નારદજીએ શ્રી રૂક્ષમણી પાસે જે બંસીની વૃતાંત કહયું અને એની સદભાવનાની દ્રઢતા વર્ણવી તેવી રીતે

## દોહરો.

ઉંચ નીચ પદ જ્ઞાતી જાતી, વર્ણાશ્રમનો વેશ,
સદભાવે ભવમાં ભજાવશે, તો થાશે મગ્ન મહેશ.

માટે મારૂં છેવટમાં પણ એજ કહેવું છે કે,

## હરી ગીત.

સંસારમાં સદભાવથી શ્રી કૃષ્ણને એમ રીઝાવવા,
સૌ સૃષ્ટીમાં, નીજ દૃષ્ટીમાં, મનમાં શ્રી કૃસ્ણ જમાવવા.
નીજ કર્મ યોગે પાપરૂપ પ્રભાવ આવે જે પળે.
જેનું થયુ સર્વસ્વ તે આપતી સમે આવી મળે.

વળી જગત વહેવારમાં વીચરતાં પણ આ વૃતાંતથી શું ચેત વણી છે કે,

## દોહરો.

માન દાન ને ધરમ જ્ઞાન તે પાત્ર પારખી દો,
રેવાશંકર કહે બંસીધર, કૃસ્ણ કરશુ સૌ કો,
બોલો શ્રી કૃશ્ણ કૃપાળું હો,



**શ્લોક સંતોષો પરમોલાભઃ સત્સંગ પરધન**
**વિચાર પરમં જ્ઞાનં સમંચ પરમં સુખ ॥**

અર્થ—સંતોષ એજ લાભ, અને સત્યનો સંગ એજ ધ શુધ વીચાર, એજ જ્ઞાનીને પ્રભુનું સર્વ જગત છે; ને સર્વસ્વ પ્રભુનું છે તેજ જેને નિશ્ચય તે સુખી છે.

આ પુસ્તકમાં નીચેની આઠ બાબતના નીરાકરણ થયા

૧ શ્રીકૃસ્નના કૃપા પાત્ર થવાનું સાધન.

૨ પતીવ્રતા ધર્મ તેઃ

૩ સદાચારથી શું લાભ,

૪ પુત્રીનો સંબંધ્ર કરતા પહેલા શું વીચારવું;–

૫ સ્વધર્મ સાચવવામાં કેટલુ દુઃખ સહન કરવું;

૬ આભડ શેટથી થતું નુકસાન

૭ સદવીદયાકૂપાત્રમાં જવાથી તેના અવળો અર્થ; અને આર્થ બંધુઓમાં કેવો અધર્મ વ્યાપે છે તે

૮ સ્વર્ગની સીડીરૂપ વર્ણાશ્રમમાં સદાચારની દ્રઢતાનું શુ· સુખ દેખાયછે તે

આ પ્રમાણે મારી અલ્પમતીથી મેં જે ગુજરાતીમાં ગાયન ભાષણથી એક ટુંક સાર બહાર પાડયોછે તેમાં બીજો કાંઇપણ દોષ હોય તો મને માફી બક્ષીને તેનો સારાંશ શું છે તે ઉંડા ઉતરીજ વીચાર શો; હું કાવ્યશાસ્ત્ર કે પીંગલ જાણુતો નથી પણ હરીકીર્તનજ સાત આઠ વરસ થયાં કરવાનો અનુભવ છે આ પુસ્તક પંચોળી ભાઈ શંકર કેવળરામ બ્રામણે ઔદાચ સહસ્ત્ર પરમાર્થ પ્રેસિદ્ધ કરાવ્યું છે જેથી તેઓનો હું મોટો ઉપકાર માનું છે.

---

પંચોળી ભાઇશંકર કેવળરામ ઠે૦ કાંદાવાડી રાધા ક્રસ્ણના મંદીર, ને માટે માલેક અને પ્રીંટર કાવશજી સોરાબજીએ ધી કમર પ્રેસ અબદુલ રેમાન સ્ત્રીટ ઘર નં૦ ૧૭૯ ૧૮૧ માં છાપી છે